# ધી કિંગ રીડર્સ, નં. ૧ લાનું મિનિંગ.

## (કમ્પલીટ.)

વિદ્યાર્થીઓને પુરેપુરી સમજાવા મળે એવી રીતે સઘળા બોલોનું ઈંગ્રેજીમાં પદચ્છેદ, ગુજરાતી ઉચ્ચાર, ગુજરાતી અર્થ, તેમજ ગુજરાતીમાં આખી બુકનો તરજુમો આપવામાં આવ્યો છે.



## નાનાભાઈ બેજનજી કરાણી.

પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર, ભિવન્ડીવાળા તેરેસ,
ધોબીતળાવ, મુંબઈ, નં. ૨.

કીંમત ૧૦ આના.



PRINTED BY RUSTOMJEE DOSSABHOY SHROFF AT THE J. N. PETIT PARSI ORPHANAGE CAPTAIN PRINTING WORKS, NO. 141, LAL BAUGH, PAREL, AND PUBLISHED BY NANABHAI BEJANJI KARANI, BHIVANDIVALA TERRACE, DHOBI TALAO; BOMBAY, NO. 2.

# ધી કિંગ રીડર્સ, નં. ૧ લાના મીનિંગ.

## 1. BABY ૧. બાળક.

Baby, *n.* ( બેબિ ) બાળક
See, *v. t.* ( સી ) જોઉ છું
She, *pron.* ( શી ) તેણી
Is sitting, *v. i.* ( ઇઝ સિટિંગ ) બેઠીછે
Table, *n.* ( ટેબલ ) મેજ
Fan, *n.* ( ફૅન ) પંખો
Where, *ad.* ( ઉવ્હેર ) ક્યાં
Behind, *prep.* (બિહાઇન્ડ) પછવાડે
Close *ad.* ( કલોસ ) નજદીક
In front of, (ઇન ફ્રંટ ઑફ) આગળ
Big, *adj.* ( બિગ ) મોટું
Will fall, *v. i* (ઉઇલ ફૉલ)પડી જશે
Oh, *interj.* ( આહ ) અરે
Safe, *adj.* ( સેફ ) સહી સલામત
What, *pron.* ( ઉવૉટ ) શું
There, *ad.* ( ધેર ) ત્યાં
Round, *prep.* (રાઉન્ડ) આસપાસ
Neck, *n.* ( નેક ) ગરદન
Necklace, *n.* ( નેકલેસ ) માળા
Has, *v. t.* ( હૅઝ ) પાસે છે
Bangle, *n.* ( બૅંગલ ) બાંગડી
Each, *adj.* ( ઇચ ) દરેક
Hand, *n.* ( હૅન્ડ ) હાથ
An, *art.* ( ઍન ) એક
Anklet, *n.* ( ઍન્કલેટ ) કલ્લું
Ankle, *n.* ( ઍનકલ ) ઘુંટી
Is holding, *v. t.* (ઇઝ હોલડિંગ) પકડેછે.
Flower, *n.* ( ફલાવર ) ફુલ
Left, *adj.* ( લેફટ ) ડાબો
Tell, *v. t.* ( ટેલ ) કહો
Name, *n.* ( નેમ ) નામ
Call, *v t* ( કૉલ ) કહીયે છીયે
Walk, *v. i.* ( ઉવૉક ) ચાલવું
Yes, *ad.* ( યેસ ) હા
A little, *ad.* ( એ લિટલ ) જરા
Talk, *v. i.* ( ટૉક ) વાત કરવી
Well, *ad.* ( ઉવેલ ) સારી રીતે
When, *ad.* (ઉવ્હેન ) જ્યારે
Gets, *v. i.* ( ગેટઝ ) થાય છે
Will run, *v. i.* (ઉવિલ રન) દોડશે
Be, *v. i.* ( બિ ) થજો
Little, *adj.* ( લિટલ ) નાના

હું એક બાળક જોઉં છું. તેણી તે મેજ ઉપર બેઠી છે. હું એક પંખો જોઉં છું. તે પંખો ક્યાં છે? તે પેલાં બાળકની પછવાડે છે. તેણી તેની આગળ નજદીક બેઠી છે. બાળક તે પંખા જેટલું મોટું નથી. શું તેણી પડી નહિ જશે? અરે નહિ, તેણી પડી જશે નહિ. તેણી તે મેજ ઉપર સહી સલામત છે. તેણીની ગરદનની આસપાસ શું છે? તેણીની ગરદનની આસપાસ એક માળા છે. તેણીના દરેક હાથ ઉપર એક બાંગડી છે, અને દરેક ઘુંટી ઉપર એક કલ્લું છે. તેણી પોતાના ડાબા

હાથમાં એક ફુલ પકડે છે. મને તેણીનું નામ કહો. અમે તેણીને બાળક કહીયે છીયે. તેણી ચાલી શકે છે ? હા, તેણી જરા ચાલી શકછે. તેણી વાત કરી શકેછે ? નહિ, તેણી બરાબર વાત કરી શકતી નથી. જ્યારે તેણી મોટી થશે, ત્યારે તેણી વાત કરશે, અને તેણી દોડશે. નાના બાળક તરફ માયાળુ થજો.

## 2. THE MANGO. કેરી.

Mango, *n.* ( મેન્ગો ) કેરી
The, *def. art.* ( ધ ધિ* ) તે
Here, *ad.* ( હિઅર ) અહિયા
Are, *v. i.* ( આર ) છે
Three, *adj.* ( થ્રી ) ત્રણ
Nice, *adj.* ( નાઇસ ) સુંદર
Mangoes, *n.* ( મૅનગોઝ ) કેરીઓ
These, *adj.* ( ધીઝ ) આ
Quite, *ad.* ( ક્વાઇટ ) તદન
Ripe, *adj.* ( રાઇપ ) પાકી
Full, *adj.* ( ફુલ ) ભરેલી
Sweet, *adj.* ( સ્વીટ ) મીઠો
Juice, *n.* ( જ્યુસ ) રસ
Leaves, *n.* ( લીવ્ઝ ) પાંદડાં
Two, *adj.* ( ટુ ) બે
Leaf, *n.* ( લીફ ) પાંદડું
Stalk, *n.* ( સ્ટૅાક ) સાંઠો
May eat, *v. t.* (મે ઇટ) ખાઉ
One, *adj.* ( વન ) એક
If, *conj.* ( ઇફ ) અગરજો
Like, *v. i.* ( લાઇક ) ગમવું
Come, *v. i.* ( કમ ) આવો
Here, *ad.* ( હિયર ) અહિંયાં
Sit, *v. i.* ( સિટ ) બેસો
Down, *ad.* ( ડાઉન ) નીચે
Tastes, *v. i.* (ટેસ્ટ્સ) સ્વાદ આપેછે
Very, *ad.* ( વેરિ ) ઘણો
Did get, *v. t.* ( ડિડ ગેટ ) મેળવ્યું
Got, *v. t.* ( ગૅાટ ) મેળવ્યું
From, *prep.* ( ફ્રૅામ ) માંથી
Tree, *n.* ( ટ્રી ) ઝાડ
Garden, *n.* ( ગારડન ) વાડી
Any, *adj.* ( ઍનિ ) કાંઇ
More, *adj.* ( મોર ) વધારે
Other, *adj.* ( અધર ) બીજી
Green, *adj.* ( ગ્રીન ) લીલી

અહિંયાં ત્રણ સુંદર કેરી છે. આ કેરી તદન પાકેલી, અને મીઠા રસથી ભરેલી છે. તમે પાંદડાં જોઇ શકોછો ? હા, હું બે પાંદડાં જોઇ શકું છું. દરેક કેરી અને દરેક પાંદડું એક સાંઠા ઉપર છે. હું આ કેરીઓમાંની એક ખાઉં ? હા, જો તમારી મરજી પડે તો તમે એક ખાઓ. અહિંયાં આવો, અને બેસો અને તે ખાવો. મને આ કેરી ગમેછે. તેનો ઘણો સરસ સ્વાદ આવેછે. તમને તે ક્યાંથી મળી ? મને તે બાગમાંના ઝાડ ઉપરથી મળી. તે ઝાડ ઉપર કાંઇ વધારે પાકી કેરી છે ? નહિ, તે ઝાડ ઉપરની બીજી કેરીઓ લીલી છે. લીલી કેરીઓ ખાતા ના.

---

* ઉપલો શબ્દ જો સ્વરથી શરૂ થતા શબ્દોની આગમજ આવે તો તેનો ઉચ્ચાર ધિ કરવો અને વ્યંજનથી શરૂ થતા શબ્દોની આગમજ આવે તો તેનો ઉચ્ચાર ધ કરવો.

## ૩. THE KNIFE. છરી.

This, *pron.* ( ધિઝ ) આ
Little, *adj.* ( લિટલ ) નાની
Knife, *n.* ( નાઇફ ) છરી.
Can cut, *v. t.* (કૅન કટ) કાપી શકે
Fruit, *n.* ( ફ્રુટ ) ફળ
Paper, *n.* ( પેપર ) કાગળ
Pencil, *n.* ( પેનસિલ ) સીસાપેન
Yes, *ad.* ( યેસ ) હા
Hard, *adj.* ( હાર્ડ ) કઠણુ
But, *conj.* ( બટ ) પણુ
Has, *v. t.* ( હૅઝ ) છે, પાસેછે
Handle, *n.* ( હૅનડલ ) હાથો
Sharp, *adj.* (શાર્પ) તીક્ષ્ણ;ધારવાળાં
Blades, *n.* (બ્લેડ્ઝ ) પાના
Open, *adj.* ( ઓપન ) ઉઘાડી.
Shut, *v. t.* ( શટ ) બંધ કરો
Will give, *v. t.* (ઉવિલ ગિવ) આપશો.
Want, *v. t.* ( ઉૅવાન્ટ ) જોઇએ છે
Myself, *pron.* (માઇ સેલફ ) મને પોતાને.
Will put, *v. t.* (ઉવિલ પુટ) મુકીશ
Box, *n.* ( બૉકસ ) દાબડો
What, *pron.* ( ઉવૅાટ ) શું
Else, *adj.* ( એલ્સ ) બીજાું
Have, *v. t.* ( હૅવ ) પાસેછે
Your, *pron.* ( યૉર ) તમારા
Any, *adj.* ( ઍનિ ) કાંઇ
Some, *adj.* ( સમ ) થોડું
Nice, *adj.* ( નાઇસ ) સુંદર

White, *adj.* ( ઉવ્હાઇટ ) સફેદ
Milk, *n.* ( મિલ્ક ) દુધ
Let, *v. t.* ( લેટ ) દો
With, *prep.* ( ઉવિથ ) થી
Tell, *v. t.* ( ટેલ ) કહો
Name, *n.* ( નેમ ) નામ
Pen, *n.* ( પેન ) કલમ
Call, *v. t.* ( કૉલ ) કહેવું
Penknife, *n.* (પેન નાઇફ) ચપ્પુ
Where, *ad.* ( ઉવ્હેર ) કયાંથી
Did buy, *v. t.* (ડિડ બાઇ) ખરીદી
Bought, *v. t.* ( બૉટ ) ખરીદી
Shop, *n.* ( શૉપ ) દુકાન
Did pay, *v. t.* (ડિડ પે) કિંમત આપી
Paid, *v. t.* ( પેડ ) કિંમત આપી
Eight, *adj.* ( એઇટ ) આઠ
Annas, *n.* ( ઍનાઝ ) આના
When, *ad.* ( ઉવ્હેન ) જ્યારે
Work, *n.* ( ઉવર્ક ) કામ
Is begun, *v. t.* ( ઇઝ બિગન) શરૂ થાય
Once, *ad.* ( વન્સ ) એકવાર
Stop, *v. t.* ( સ્ટૉપ ) થોભવું
Till, *conj.* ( ટિલ ) જ્યાંસુધી
Is done, *v. t.* (ઇઝ ડન) પુરૂં થાય
Great, *adj.* ( ગ્રેટ ) મોટું
Small, *adj.* ( સ્મૉલ ) નાનું
Well, *ad.* ( ઉવેલ ) બરાબર
Not, *ad.* ( નૉટ ) નહિ
At all, *ad.* (ઍટ ઑલ) બીલકુલ

જુઓ, આ મારી નાની છરી છે. તે ફળ કાપી શકે છે. તે કેરી કાપી શકેછે. તે કાગળ કાપી શકે છે. તે સીસાપેન કાપી શકે છે ? હા, સીસાપેન કઠણુ હોય છે, પણ મારી છરી તે કાપી શકે છે. તેને એક હાથો અને ત્રણુ ધારવાળાં પાના છે. તે ઉઘાડી છે, અને તમે તે ધારવાળા પાના જોઇ શકો છો. જો તમે તે બંધ કરો, તો તમે તે પાના જોઇ શકો નહીં. તમે મને આ છરી આપશો ? નહિ, હું તમને આ છરી આપી શકતો નથી. મને તે પોતાને જોઇએ છે. હું તેને મારા દાબડામાં મુકીશ, તમારી પાસે તમારા દાબડામાં બીજું શું છે ? તમારી પાસે કાંઇ કાગળ છે ? હા, મારી પાસે થોડું કાગળ છે. આ સરસ સફેદ કાગળ છે. તે દુધ જેવું સફેદ છે. તમારી છરી વડે મને તે કાપવા દો. મને આ છરીનું નામ કહો. તે કલમ કાપી શકે છે, અને આપણે તેને ચપ્પુ કહીયે છીયે. આ સુંદર છરી તમે કયાંથી ખરીદી ? મેં તે એક દુકાનમાંથી ખરીદી. તમે તેનું શું આપ્યું ? મેં આઠ આના આપ્યા.

જ્યારે તમારૂં કામ એકવાર શરૂ થાય, ત્યારે જ્યાંસુધી તે પુરૂં થાય ત્યાંસુધી થોભતા ના, તમારૂં કામ મોટું હોય કે નાનું હોય, તો પણ તે સારી રીતે કરજો, અથવા બીલકુલ કરતાજ ના.

## 4. THE COW. ૪ ગાય.

**Cow**, *n.* ( કાઉ ) ગાય
**Picture**, *n.* ( પિકચર ) ચિત્ર
**Calf**, *n.* ( કાફ ) વાછરડો
**Man**, *n.* ( મૅન ) માણુસ
**Woman**, *n.* ( વુમન ) બાયડી
**Who**, *pron.* ( હુ ) કોણુ
**Is doing**, *v. t.* (ઇઝ ડુઇંગ) કરેછે
**Milkman**, *n.* (મિલકમૅન) દુધવાળો, દુધ ડોહનાર
**His**, *pron.* ( હિઝ ) તેની
**Is sitting**, *v.i.* (ઇઝ સિટિંગ) બેઠીછે
**Ground**, *n.* ( ગ્રાઉન્ડ ) જમીન
**Is milking**, *v. t.* (ઇઝ મિલ્કિંગ) દુધ દોહે છે
**Things**, *n.* ( થિંગઝ ) ચીજો
**Close to**, *prep.* (કલોસ ટુ) પાસે
**There**, *ad.* ( ધેર ) ત્યાં
**Big**, *adj.* ( બિગ ) મોટું
**Round**, *adj* ( રાઉન્ડ ) ગોળ
**Pot**, *n.* ( પૉટ ) વાસણ
**Larger**, *adj.* (લારજર) વધારે મોટા
**Gets**, *v. i.* ( ગેટઝ ) થાય છે
**Full**, *adj.* ( ફુલ ) ભરેલું
**Milk**, *n.* ( મિલક ) દુધ
**Will pour**, *v. t.* (ઉવિલ પોર) રેડશે
**Does come**, *v i.* (ડઝ કમ) આવેછે
**Here**, *ad.* ( હિયર ) અહિંયાં
**Comes**, *v. i.* ( કમઝ ) આવેછે
**Every**, *adj.* (એવરિ ) દર
**Morning**, *n.* (મૉરનિંગ) સહવાર
**Goes**, *v. i.* ( ગોઝ ) જાય છે
**House**, *n.* ( હાઉસ ) ઘર
**To sell**, *inf.* ( ટુ સેલ ) વેચવાને
**Is standing**, (ઇઝ સ્ટૅન્ડિંગ) ઉભી છે
**Has come**, *v. i* (હૅઝ કમ) આવીછે
**House**, *n.* ( હાઉસ ) ઘર
**Behind**, *prep.* (બિહાઇન્ડ) પછવાડે
**To get**, *inf.* (ટુગેટ) લેવાને, મેળવવાને

That, *adj.* (ધૅ ટ ) તે; પેલો
Hers, *pron.* ( હર્ઝ ) તેણીનો
Will fill, *v. t.* (ઉવિલ ફિલ) ભરશે
With, *prep.* (ઉવિથ ) થી
Will take, *v. t.* ( ઉવિલ ટેક) લઇ જશે.
Away, *ad.* ( અવે ) દૂર
Bangles, *n.* ( બૅન્ગલ્ઝ ) બાંગડી
Wrists, *n.* ( રિસ્ટઝ ) હાથની કાંડી
Anklets, *n.* ( ઍન્કલેટઝ ) કડલાં
Ankles, *n.* (ઍન્કલઝ) પગની ઘુંટી
Nose-ring, *n.* ( નોઝ રિંગ ) નથ
Nose *n.* ( નોઝ ) નાક
Ear-rings, *n* (ઇયર-રિંગઝ) એરીંગ
Ears, *n.* ( ઇયરઝ ) કાન
Is doing *v. t.* (ઇઝ ડુઇંગ) કરેછે
Is eating, *v. t.* (ઇઝ ઇટિંગ) ખાયછે
Out of, *prep.* (આઉટ ઑફ) માંથી
Basket *n.* ( બાસકેટ ) ટોપલી.
Head, *n.* ( હેડ ) માથું
Underneath, *prep.* (અનડરનીથ) નીચે.
Mother, *n.* ( મધર ) મા.
Is trying, *v. t.* (ઇઝ ટ્રાઇંગ) કોશેશ કરેછે.
To drink, *inf.* ( ડ્રિન્ક ) પીવાને
Has milked, *v. t.* (હૅઝ મિલ્કડ) દુધ ડોહી રહેશે.
Will let, *v. t.* ( ઉવિલ લેટ )દેશે
Grass, *n.* ( ગ્રાસ ) ઘાસ
Bran, *n.* ( બ્રૅન ) થુલું
Beans, *n.* ( બીન્ઝ ) શીંગ
Straw, *n.* ( સ્ટ્રૉ ) પરાળ
Clear, *adj.* ( કલિયર ) સ્વચ્છ
Cold, *adj.* ( કોલ્ડ ) ઠંડું
Water, *n.* ( ઉવૉટર ) પાણી
Why, *ad.* ( ઉવ્હાય ) શામાટે
Hind, *adj.* ( હાઇન્ડ ) પાછળા
Legs, *n.* ( લેગઝ ) પગો
Are tied, *v. t.* ( આર ટાઇડ ) બાંધેલા છે
Together, *ad.* ( ટુગેધર ) સાથે
To keep, *inf.* (કિપ) અટકાવવાને
Kicking, *ger.* ( કિકિંગ ) લાત મારવી
Kicked, *v. i.* ( કિકડ ) લાત મારી
Might upset, *v. t.* ( અપસેટ ) ઉંધુ વાળે.
Hurt, *v. t.* ( હર્ટ ) ઇજા કરે
Sweet, *adj.* ( સ્વીટ ) મીઠું
Quite, *ad.* ( ક્વાઇટ ) તદન
Like, *v. t.* ( લાઇક ) ગમેછે
Much, *ad.* ( મચ ) ઘણું
Everyday, *adj.* દરરોજ.
Young, *adj.* (યંગ) નાની, જુવાન
Is called, *v. t.* (ઇઝ કૉલ્ડ) કહેવાયછે

તમે આ ચિત્રમાં શું જુવો છો તે મને કહો. હું એક ગાય, અને એક વાછરડું અને એક માણસ અને એક બાયડી જોઇ શકું છું. તે માણસ કોણ છે, અને તે શું કરેછે? તે દુધવાળો છે તે ગાય તેની છે, તે જમીન ઉપર બેઠોછે, અને ગાયનું દુધ ડોહેછે. હું દુધ ડોહનારની પાસે જમીન ઉપર બે ચીજ જોઇ શકું છું. તે શું છે અને તે શાને માટ છે? ત્યાં એક મોટું ગોળ વાસણ છે. અને તેની નજદીક એક નાનું વાસણ છે. દુધ ડોહનાર વધારે મોટાં વાસણમાં ડોહે છે. જ્યારે તે દુધથી

ભરાઇ જાયછે, ત્યારે તે જમીન ઉપરના બે વાસણમાં દુધ રેડશે. દુધવાળો અહિયાં ક્યારે આવશે. તે અહિંયા દરરોજ સહવારે ગાય ડોહવવા આવે છે. તે પોતાની ગાય ડોહવવાને અને પોતાનું દુધ વેચવાને એક ઘરથી બીજે ઘર જાય છે. ત્યાં પેલી બાયડી શામાટે ઉભી છે અને તે ક્યાંથી આવે છે ? તેણીને શું જોઇએ છે ? તેણી તે ગાયની પછવાડેના ઘરમાંથી આવીછે. તેણી થોડું દુધ લેવા આવીછે. જમીન ઉપરનું તે નાનું વાસણ તેણીનું છે. તે દુધ ડોહનાર તેને દુધથી ભરશે, અને તેણી તે લઇ જશે. તેણીના હાથની કાંડી ઉપર બાંગડીઓ, તેણીના પગની ઘુંટી ઉપર કલ્લાં, તેણીના નાકમાં એક નથ, અને તેણીના કાનમાં એક એરીંગ છે. તે ગાય શું કરેછે ? તે ગાય જમીન ઉપરની એક ટોપલીમાંથી ખાય છે. તે વાછરડું શું કરે છે ? તે વાછરડું પોતાની માયની હેઠે પોતાનું માથું મુકે છે, અને પીવાને માટે થોડુંક દુધ મેળવવાની કોશેશ કરે છે. તે વાછરડાંને કાંઇ દુધ મળશે ! હા, જ્યારે દુધ ડોહનાર પોતાનું વાસણ ભરીને દુધ ડોહી રહેશે, ત્યારે તે વાછરડાંને તેની માય કનેથી થોડુંક દુધ પાવા દેશે. ગાય શું ખાય છે અને પીએ છે ? તેણી ઘાસ, અને થુલું અને શીંગ, અને પરાળ ખાય છે. તેણી સ્વચ્છ ઠંડું પાણી પીએ છે. શામાટે તેણીના પાછળા પગ સાથે બાંધ્યા છે ? તેણીને લાત મારતી અટકાવવાને તે બાંધવામાં આવ્યા છે. જો તેણી લાત મારે તો તે દુધનું વાસણ ઊંધું વાળે, અથવા દુધ ડોહનારને ઇજા કરે. દુધ ઘણું સુંદર અને મીઠું હોય છે. તે તદન સફેદ હોય છે, મને તે ઘણું ગમે છે. હું દર રોજ દુધ પીઉં છું, દુધ સફેદ, અને સુંદર અને મીઠું હોય છે. નાની ગાયને વાછરડું કહે છે.

## 5. THE HORSE. ૫ ઘોડો.

Horse, *n* ( હૉર્સ ) ઘોડો
Long, *ad.* ( લૉન્ગ ) લાંબા
Tail, *n.* ( ટેલ ) પુછડી
Hair, *n.* ( હેર ) વાળ
Very, *ad.* ( વેરિ ) ઘણો
Strong, *adj* ( સ્ટ્રૉન્ગ ) જોરાવર
Can run, *v. i.* (કૅન રન) દોડી શકેછે
Fast, *adj.* ( ફાસ્ટ ) ઝડપથી
Can carry, *v. t.* ( કૅન કૅરિ ) લઇ જઇ શકેછે.
Back, *n* ( બૅક ) પીઠ
Far, *adj.* ( ફાર ) દૂર
Neck, *n.* ( નેક ) ગરદન
Small, *adj.* ( સ્મૉલ ) નાનું
Can hear, *v i.* (કૅન હિયર) સાંભળી શકેછે.
Well, *ad.* ( ઉવેલ ) સારી રીતે
Short, *adj.* ( શૉર્ટ ) ટુંકો
Like, *adj.* ( લાઇક ) માફક
Tall, *adj.* ( ટૉલ ) ઉંચો
Bring, *v. t.* ( બ્રિંગ ) લાવો.
May ride, *v. t.* (મે રાઇડ) સ્વારી કરૂ
May get, *v. t.* ( મે ગેટ ) બેસો
Will hold, *v. t.* (ઉવિલ હોલ્ડ) પકડી રાખીશ.
May fall, *v. t.* (મે ફૉલ) પડી જાઉં
Is walking, *v. t.* (ઇઝ ઉવૉકિંગ) ચાલેછે.

ઘોડાને લાંબા પગ અને વાળની લાંબી પુછડી હોય છે. તે ઘણો જોરાવર હોય છે. તે ઘણો ઝડપથી દોડી શકે છે. તે પોતાની પીઠ ઉપર એક માણસને ઘણે દુર લઇ જઇ શકે છે. તેને લાંબી ગરદન, નાનું માથું, અને નાના કાંન હોય છે, અને ઘણો સારી રીતે સાંભળી શકે છે. તે ગાય જેવો ટુંકો નથી. તે માણસ જેનો ઉંચો છે. પેલા ઘોડાને અહિયાં લાવો. હું તેની ઉપર સ્વારી કરૂં ? હા, તમે તેની પીઠ ઉપર બેસો, અને સ્વારી કરો. હું તમને પકડી રાખીશ. તેને ઘણો ઝડપથી દોડવા દેતા ના. જો તમે તેને ઝડપથી દોડવા દેશો તો હું પડી જવશ. તે કેવો ઝડપથી ચાલે છે. ઘોડો ઘણો ઝડપથી દોડી શકે છે.

## 6. THE CHAIR. ૬. ખુરસી.

Chair, *n.* ( ચેર ) ખુરસી
Useful, *adj.* ( યુસફુલ )ઉપયોગી
Sit, *v. t.* ( સિટ ) બેસું છું
Some, *adj.* ( સમ ) થોડાંક, કેટલાંક
Mat, *n.* ( મૅટ ) સાદડી, ચટાઇ
Wet, *adj.* ( ઉવેટ ) ભીજાયલી
May be, *v. t.* ( મે બી ) હસે
Four, *adj.* ( ફોર ) ચાર
Is made, *v. t.* (ઇઝ મેડ) બનાવેલીછે
Cane, *n.* ( કેન ) નેતર
Back, *n* ( બૅક ) પીઠ
Thin, *adj.* ( થિન ) પાતળી
Bits, *n.* ( બિટ્સ ) ટુકડા
Thick, *adj.* ( થિક ) જાડા
Seat, *n.* ( સીટ ) બેઠક
Feels, *v. i.* ( ફીલ્સ ) લાગે છે.
Soft, *adj.* ( સૉફ્ટ ) નરમ
Pain, *n.* ( પેન ) દરદ
Sat, *v. i.* ( સૅટ ) બેઠો
Home, *n.* ( હોમ ) ઘર
Got, *v. i.* ( ગૉટ ) થયો
To stand, *inf.* (સ્ટૅન્ડ) ઉભા રહેવુ
To morrow, (ટુ મૉરો ) આવતી કાલે.

શું આ એક સુંદર ખુરસી નથી ? તે ઘણી ઉપયોગી છે. હું ખુરસી ઉપર બેસું છું. કેટલાંક માણસો સાદડી ઉપર બેસે છે. જમીન ભીની હોય. જો હું ખુરસી ઉપર બેસું તો હું ભીજાતો નથી. આ ખુરસીને ચાર પૈયા છે, તે શાના બનાવેલા છે ? તે નેતરના બનાવેલા છે. પીઠ નેતરના પાતળા ટુકડાની બનાવેલી છે ? પૈયા નેતરના જાડા ટુકડાના બનાવેલા છે. બેઠક નેતરની બનાવેલી છે, અને નરમ લાગે છે. પેલા માણસને તેની પીઠમાં દરદ થાય છે. તે ઘરમાં સાદડી ઉપર બેઠો, અને ભીજાઇ ગયો તેને કહો કે ઉભો રહે નહિ. તેને આ ખુરસી ઉપર બેસવા દો. અહિયાં આવો અને મારી ખુરસી ઉપર બેસો. તમારી પાસે ખુરસી છે ? નહિ, હું આવતી કાલે એક ખરીદીશ. ખુરસી બેસવાને માટે બનાવેલી હોય છે. ખુરસીને પીઠ અને બેઠક અને પૈયા હોય છે.

## DAYS OF THE WEEK. અઠવાડિયાંનાં દિવસો.

Days, *n.* ( ડેઝ ) દિવસો
Week, *n.* ( ઉવીક ) અઠવાડિયાં
Seven, *adj.* ( સેવન ) સાત
Sunday, *n.* ( સન્ડે ) રવિવાર.

Monday, *n.* ( મન્ડે ) સોમવાર
Tuesday, *n.* ( ટ્યુઝડે ) મંગળવાર
Wednesday, *n.* (વ્હેનસડે) બુધવાર
Thursday, *n.* (થર્સડે) બેસપતવાર
Friday, *n.* ( ફ્રાઇડે ) શુક્રવાર
Saturday, *n.* (સૅટરડે ) સનીવાર

અઠવાડિયાનાં સાત દિવસો છે. તેઓ—૧ રવીવાર, ૨ સોમવાર, ૩ મંગળવાર ૪ બુધવાર, ૫ બેસપતવાર, ૬ શુક્રવાર, ૭ શનીવાર છે.

## 7. THE BULLOCK CART. ૭. બળદનું ગાડું.

Bullock, *n.* ( બુલક ) બળદ
Cart, *n.* ( કાર્ટ ) ગાડું
Sitting, *pr. p.* (સિટિંગ) બેઠેલો
Cartman, *n* (કાર્ટમૅન) ગાડાંવાળો
Beard, *n.* ( બીયર્ડ ) દાઢી
Chin, *n.* ( ચિન ) હડપચી
Turban, *n.* ( ટરબન ) પાઘડી
Drives, *v. t.* ( ડ્રાઇવ્ઝ ) હાંકેછે
How, *ad.* ( હાઉ ) કેમ
Pulls, *v. t.* ( પુલ્ઝ ) ખેંચેછે
Wheels, *n.* ( વ્હીલ્સ ) પૈડાં
Each, *adj.* ( ઇચ ) દરેક
Side, *n.* ( સાઇડ ) બાજુ
Round, *ad.* ( રાઉન્ડ ) ગોળ
Along, *prep.* ( અલૉન્ગ ) પરથી
Road *n.* ( રોડ ) રસ્તો
Now, *ad.* ( નાઉ ) હવે, હમણાં
Still, *adj.* ( સ્ટિલ ) સ્થિર
Street, *n.* ( સ્ટ્રીટ ) મહોલ્લો
Lives, *v. i.* ( લિવ્ઝ ) રહેછે.
Far away, *ad.* (ફાર અવે) ઘણે દૂર
Friend, *n.* ( ફ્રેન્ડ ) મિત્ર
Wanted, *v. t.* (વૉન્ટેડ) ઇચ્છતો હતો.
Talk, *inf.* ( ટૉક ) વાત કરવી
Gave, *v. t.* ( ગેવ ) આપ્યો
Talking, *pr. p.* (ટૉકિંગ) વાતકરતો
Has done, *v. i* (હૅઝ ડન ) પુરું કરી રહેલ છે

Is waiting, *v. i.* (ઇઝ વેટિંગ) રાહ જુએછે.
Outside, *n.* (આઉટ સાઇડ) બહાર
Top, *n* ( ટૉપ ) મથાળું
Sticks, *n.* ( સ્ટિક્સ ) લાકડીઓ
Are bent, *v. t.* ( આર બેન્ટ ) વાળેલી હોય
Inside, *prep.* ( ઇનસાઇડ ) અંદર
Ropes, *n.* ( રોપ્સ ) દોરડાં
Use, *n.* ( યુસ ) ઉપયોગ
Keeps off, *v. t.* ( કીપ્સ ઑફ ) દૂર રાખે છે.
Sun, *n.* ( સન ) તડકું
Rain, *n.* ( રેન ) વરસાદ
Get, *v. i.* ( ગેટ ) દાખલ થવું
Cool, *adj.* ( કુલ ) ટંડકવાળું
Dry, *adj.* ( ડ્રાઇ ) સુકું
String, *n.* (સ્ટ્રિંગ ) દોરી
Through, *prep.* ( થ્રુ ) માં
End, *n.* ( એન્ડ ) છેડો
Stops, *v. i.* ( સ્ટૉપ્ઝ ) થોભેછે
Whip, *n.* ( વ્હિપ ) ચાબકો
Hand, *n.* ( હૅન્ડ ) હાથ
Whips, *v. t.* ( વ્હિપ્ઝ ) ચાબક મારે છે.
To make it go, તેને ચલાવવાને.
Taller, *adj.* ( ટૉલર ) વધારે ઉંચો
Than, *conj.* ( ધૅન ) કરતાં
Hoof, *n.* ( હુફ ) ખરી.

| | |
|---|---|
| **Piece**, *n.* ( પીસ ) ટુકડો | Horns *n.* ( હૉર્નઝ ) શીંગડાં |
| **Pieces**, *n.* ( પીસિઝ ) ટુકડા | None, *pron.* ( નન ) કાંઇ નહિ. |

હું એક માણસને ગાડામાં બેઠેલો જોઉં છું. તે કોણ છે? તે ગાડાંવાળો છે. તેની હડપચી ઉપર દાઢી છે. અને તેના માથા ઉપર પાઘડી છે. આ ગાડું તેનું છે તે બળદનું ગાડું છે. તે બળદ હાંકે છે. ગાડું કેમ ચાલે છે? બળદ ગાડું ખેંચે છે. ગાડાંને દરેક બાજુએ બે મોટાં ગોળ પૈડાં હોય છે. જ્યારે બળદ ખેંચે છે, ત્યારે પૈડું ગોળ ફરે છે, અને ગાડું રસ્તા ઉપર દોડે છે. હમણા તે મહોલ્લામાં સ્થિર ઉભું છે. અહિયાં તે શામાટે સ્થિર ઉભું છે? કોઇ જે ઘણો દૂર રહે છે, તેનો આ ઘરમાં એક મિત્ર છે. તે તેને મળવા અને તેની સાથે વાત કરવા માંગતો હતો. તેને પોતાને અહિયાં લાવ-વાને તે ગાડાંવાળાને બે આના આપ્યા. તે હમણા ઘરમાં પોતાના મિત્ર સાથે વાત કરે છે. જ્યારે તે વાત કરી રહેશે, ત્યારે તે બહાર આવશે, અને આ ગાડાંમાં ( બેસીને ) ઘેર જશે. ગાંડાવાળો બહાર તેની રાહ જુએ છે. તે ગાડાનું છાપરૂં શાનું બનાવેલું છે? તે ગાડાંનું છાપરૂં નેતરની પટી અને સાદડીનું બનાવેલું છે. નેતરની પટીઓને તે ગાડાંની ઉપર એક ગમથી બીજી ગમ જવાને ગોળ વાળેલી હોય છે. તમે તે ગાડાંની અંદરની બાજુએ જોઇ શકશો. સાદડીઓને પાતળાં દોરડાં વડે તેઓની સાથે બાંધવામાં આવેલી હોય છે. છાપરાંની બહારની બાજુએ સાદડી ઉપર દોરડાં બાંધેલા તમે ચિત્રમાં જોઇ શકશો. ગાડાંનું છાપરૂં શા ખપનું છે? ગાડાંનું છાપરૂં તડકાં અને વરસાદને દુર રાખે છે. તડકું અંદર દાખલ થઇ શકતું નથી, અને વરસાદ અંદર દાખલ થઇ શકતો નથી. ગાડાંની અંદર ઠંડકવાળું અને સુકું હોય છે. ગાડાંવાળો બળદ કેમ હાંકે છે? એક દોરી તે બળદના નાકમાં પોવામાં આવે છે. તેને એક દોરડું બાંધે છે. હાંકનાર તે દોરડાંનો એક છેડો પકડી રાખે છે. જ્યારે તે દોરડું ખેંચે છે, ત્યારે બળદ થોભે છે. તેના હાથમાં એક ચાબક હોય છે. જો બળદ ચાલે નહિ, તો તેને ચલાવવા માટે તે તેને ચાબકો મારે છે. ઘોડાને લાંબા પગ હોય છે બળદને ટુંકા પગ હોય છે. બળદ ઘોડાની માફક ઝડપથી દોડી શકતો નથી. ઘોડો બળદ કરતાં વધારે ઉંચો હોય છે. ઘોડાની ખરી એક ટુકડામાં હોય છે બળદની ખરી બે ટુકડામાં હોય છે, બળદના માથાં ઉપર શીંગડાં હોય છે, ઘોડાને કાંઇ શીંગડાં હોતાં નથી.

## 8. TRY TO GET IT. તે મેળવવાની કોશેશ કરો.

| | |
|---|---|
| **Try**, *v. t.* ( ટ્રાઈ ) કોશેશ કરો | Can fly, *v. i.* (કૅન ફ્લાઇ) ઉડી શકતું |
| **Boy**, *n.* ( બૉય ) છોકરો | Wood, *n.* ( વુડ ) લાકડું |
| **Mother**, *n.* ( મધર ) માય | Toy, *n.* ( ટૉય ) રમકડું |
| **Bird**, *n.* ( બર્ડ ) પક્ષી | To play, *inf.* ( ટુ પ્લે ) રમવાને |

Please, *v. t.* ( પ્લીઝ ) મેહેરબાની કરીને
Reach, *v. i.* ( રીચ ) પહોંચવું
Take, *v. t.* ( ટેક ) લેવું
High, *ad.* (હાઇ ) ઉંચે
Am trying, *v. i.* ( ટ્રાઈંગ ) કોશેશ કરૂં છું.
But, *conj.* ( બટ ) પણ.
Toes, *n.* ( ટોઝ ) પગનાં આંગળાં
A little, *ad.* ( એ લિટલ ) જરા
Mine, *pron.* ( માઇન ) મારૂં
Yours, *pron.* ( યોર્ઝ ) તમારૂં
Thank, *v. t.* (થૅન્ક) ઉપકાર માનવો
Dear, *adj.* ( ડિયર ) વહાલી
Loves, *v. t.* ( લવ્ઝ ) ચાહેછે
Son, *n.* ( સન ) દીકરો

એક નાનો છોકરો અને તેની માય.

છોકરો.-તમે તે ઉપર શું પકડો છો ? માય.-આ એક નાનુ પક્ષી છે. છોકરો.-તે ઉડી શકશે ? માય.-નહિ, તે લાકડાનું બનાવેલું છે. તે ઉડી શકે નહિ. તે તમારે માટે રમવાનું એક રમકડું છે. છોકરો.-મને તે મહેરબાની કરીને આપો. માય.-ટીંગાઇને લેઓ. છોકરો.-મારાથી એટલે ઉંચે પહોંચાતું નથી.-ત્યાંસુધી પહોંચવાની કોશેશ કરો. છોકરો.-હું કોશેસ કરૂં છું, પણ મારાથી પહોંચાતું નથી. માય.-તમારા પગના આંગળાં ઉપર ઉભાં રહો, અને કોશેશ કરો. છોકરો.-જરા તે નીચે ઉતારો. હવે તે મને મળ્યું. તે મારા હાથમાં આવ્યું. હું તેને જવા દઈશ નહિ. હવે આ પક્ષી મારૂં છે ? માય.-હા, હું તે તમને આપું છું હવે તે તમારૂં છે. છોકરો.-વહાલા માય, તમારો ઉપકાર થયો. માય પોતાના નાના દીકરાને ચાહેછે.

## 9. LEAVES. ૯. પાંદડાં.

Leaves, *n.* ( લીવ્ઝ ) પાંદડાં
Flower, *n.* ( ફ્લાવર ) ફુલ.
Do know, *v. t.* ( ડુ નો ) જાણોછો
Pretty, *adj.* ( પ્રિટિ ) સુંદર
Look, *v. i.* ( લુક ) દેખાયછે
Most, *adj.* ( મોસ્ટ ) ઘણાં ખરા
Red, *ad.* ( રેડ ) લાલ
Yellow, *adj.* ( યેલો ) પીળાં
Grow, *v. i.* ( ગ્રો ) ઉગેછે, થાયછે
Trees, *n* ( ટ્રીઝ ) ઝાડો
Brown, *adj.* ( બ્રાઉન ) ભુરાં
Old, *adj* ( ઓલ્ડ ) ઘરડાં
Fall off, *v. i.* ( ફૉલ ઑફ ) ખરી પડેછે.
Just as, *ad.* (જસ્ટ ઍઝ) જે પ્રમાણે
Want, *v. t.* ( વૉન્ટ ) જોઇએછે.
Food, *n.* ( ફુડ ) ખાવાનું
Air, *n.* ( ઍર ) હવા.
To breathe, *inf.* ( ટુ બ્રીધ ) દમ લેવાને.
Too, *ad.* ( ટુ ) પણ
Must have, *v. t.* ( મસ્ટ હૅવ ) મળવું જોઇએ.

Mouth, *n.* ( માઉથ ) મોહું
Their, *pron.* ( ધેર ) તેઓનો
Roots, *n.* ( રૂટ્ઝ ) મૂળયાં
Only, *ad.* ( ઓન્લિ ) માત્ર

So many, (સો મૅનિ) એટલાં બધાં
Can count, *v. t.* ( કૅન કાઉન્ટ ) ગણી શકવું

શું આ ફુલ છે ? નહિ. પાંદડાં શું છે તે તમે જાણતા નથી ? આ પાંદડાં છે. તેઓ કેવાં સુંદર દેખાય છે ? ઘણાં ખરાં પાંદડાં લીલાં હોય છે. પણ કેટલાંક પાંદડાં લાલ, અને પીળાં અને લીલાં હોય છે. પાંદડાં ઝાડ ઉપર ઉગે છે. સઘળાં પાંદડાં જ્યારે ઘરડાં થાય છે. ત્યારે પીળાં અથવા ભુરાં થાય છે, અને ખરી પડે છે. આ પાંદડાં ઘરડાં નથી. પાંદડાં ઝાડોને શું કામ લાગે છે ? જેમ માણસને ખાવાને ખોરાક અને દમ લેવાને હવા જોઇએ છે. તેમ ઝાડોને પણ ખોરાક, અને પીવાનું અને હવા જોઇયે છે. તમે તમારાં મોઢાં વડે ખાઓ છો અને પીઓ છો, નહિ વારુ ? ઝાડો પોતાનો ખોરાક પોતાના પાંદડાં વડે હવામાંથી અને જમીનમાંથી પોતાના મુળીયાં વડે ચુસેછે. પણ તમને માત્ર એક મોઢું છે. એક ઝાડને એટલા બધાં પાંદડાં હોયછે, કે તમે તે ગણી શકો નહિ. લીલાં પાંદડાં ઝાડ ઉપર ઉગેછે.

## 10. SOME NUMBERS. ૧૦ થોડીક સંખ્યા.

Numbers, *n.* ( નમ્બર્ઝ ) સંખ્યા
Teach, *inf.* ( ટીચ ) શીખવવું
Fingers, *n.* ( ફિંગર્ઝ ) આંગળાં
Five, *adj.* ( ફાઇવ ) પંચ
Had, *v. t.* ( હૅડ ) પાસે હતે
More, *adj.* ( મોર ) વધારે
Would have, *v. t.* (વુડ હૅવ) હતે
Six, *adj.* ( સિક્સ ) છ
Seven, *adj.* ( સેવન ) સાત
Feet, *n.* ( ફીટ ) પગ
Eight, *adj.* ( એઇટ ) આઠ
Four, *adj.* ( ફોર ) ચાર
Nine, *adj.* ( નાઇન ) નવ
Makes, *v. t.* ( મેક્ઝ ) કરેછે
Ten, *adj.* ( ટેન ) દસ

Eleven, *adj.* ( ઇલેવન ) અગીયાર
Twelve, *adj.* ( ટવેલ્વ ) બાર
Like, *adj.* ( લાઇક ) માફક
Could run, ( કુડ રન ) દોડી શકે
Stool, *n.* ( સ્ટુલ ) ઇસ્તાન
Fruits, *n.* ( ફ્રુટ્ઝ ) ફળ
Bee, *n.* ( બી ) મધમાખી
Books, *n.* ( બુક્ઝ ) ચોપડીઓ
Spider, *n.* ( સ્પાઇડર ) કરોળીઓ
Pins, *n.* ( પિન્ઝ ) ટાંકણીઓ
Ending, *pr. p.* ( એન્ડિંગ ) છેડે આવતાં
Teen, *n.* ( ટીન ) અંગ્રેજીમાં તેરથી ઓગણીસ સુધી સંખ્યાને છેડે આવતો પ્રત્યય
Thirteen, *adj.* ( થરટીન ) તેર

Fourteen, *adj.* ( ફોરટીન ) ચૌદ
Fifteen, *adj.* ( ફિફ્ટીન ) પંદર
Sixteen, *adj.* ( સિક્સ્ટીન ) સોળ
Seventeen, *adj.* ( સેવનટીન ) સત્તર.
Eighteen, *adj.* (એઇટીન) અઢાર
Nineteen, *adj.* ( નાઇનટીન ) ઓગણીસ
Then, *adj.* ( ધેન ) ત્યારપછી
Comes, *v. i.* ( કમ્ઝ ) આવેછે.
Twenty, *adj.* ( ટવેન્ટિ ) વીસ

મને તમને થોડીક સંખ્યા શીખવવા દો. તમને કેટલા હાથ છે? બે. દરેક હાથ ઉપર કેટલાં આંગળાં છે? પાંચ. જો તમને એક વધારે હતે, તો તમને છ હતે. પાંચને એક છ. જો તમને બે વધારે હતે, તો તમને સાત હતે, પાંચ અને બે સાત. તમને કેટલા પગ છે? દરેક પગે કેટલાં આંગળાં છે? પાંચ. જો તમને ત્રણ વધારે હતે. તો તમને આઠ હતે. પાંચ અને ત્રણ આઠ. જો તમને ચાર વધારે હતે, તો તમને નવ હતે. પાંચને ચાર નવ. તમને બે હાથ છે, અને દરેક હાથે પાંચ આંગળાં છે, તે દસ થાયછે. જો તમને એક વધારે હતે, તો તમને અગીયાર હતે. જો તમને એક વધારે હતે તો તમને બાર હતે. તમને બે પગ છે. જો તમને ઘોડાની માફક ચાર પગ હતે, તો તમે ઘણા ઝડપથી દોડી શકતે. જો મારાથી બને તો હું ઘણો ઝડપથી દોડું. મને એકથી બાર સુધી સંખ્યા કહો. આ કુસટાનને ત્રણ પૈંયા છે. અહિયાં ચાર ફુલ છે. એક હાથને પાંચ આંગળાં હોય છે. મધમાખને છ પગ હોય છે. હું સાત ચોપડીઓ જોઉં છું, કરોળીયાને આઠ પગ હોય છે. અહિયાં રમવાને માટે નવ ટાંકણી છે. બે હાથને દસ આંગળાં હોય છે. ટીનથી આખર થતા કેટલા આંકડા છે? સાત છે. તેઓ—૧૩ તેર, ૧૪ ચૌદ, ૧૫ પંદર, ૧૬ સોલ, ૧૭ સત્તર, ૧૮ અઢાર, ૧૯ ઓગણીસ, છે, પછી ૨૦ વીસ આવે છે. કરોળીયાને આઠ પગ હોય છે. મધમાખને ૬ પગ હોયછે.

## 11. THE COCK. ૧૧. મરઘો.

Cock, *n.* ( કૉક ) મરઘો
Fine, *adj.* ( ફાઇન ) સુંદર
Straight, *ad.* ( સ્ટ્રેટ ) સીધો
Stands, *v. i.* (સ્ટૅન્ડઝ) ઉભા રહેછે
Tail, *n.* ( ટેલ ) પુછડી
Feathers, *n.* ( ફેધરસ ) પીછાં
Black, *adj.* ( બ્લૅક ) કાળા.
Comb, *n.* ( કોમ ) માજર
Gets up, *v. i.* (ગેટ્સ અપ) ઉઠેછે.
Early, *ad.* ( અરલિ) સકારે. [ઉઠેછે
Wakes up, *v. i.* (વેકસ અપ)
Just, *ad.* ( જસ્ટ ) બરાબર
Before, *prep.* (બિફોર) આગમજ
Day Light, *n.* (ડે લાઇટ) દિવસની રોશની.

Begins, *v. t.* (બિગિનઝ) શરૂ કરેછે
To crow, *inf.* ( ટુ ક્રો ) કુકરે કુક કરવું.
Koo-koo-roo-koo, *n.* (કુ-કુ-રૂ-કુ) કુકરે કુક.
Morn, *n.* ( મૉર્ન ) સહવાર
Ki-ki-ri-kee, *n.* ( કિ-કિ-રિ-કી ) કુકરે કુક
New, *adj.* ( ન્યુ ) નવી
Light, *n.* ( લાઇટ ) રોશની
East, *n.* ( ઇસ્ટ ) પુર્વ
Is born, *v. t.* ( ઇઝ બૉર્ન ) જનમ પામી છે.
Singing, *ger* ( સિનગિંગ ) ગાવાનું
Fresh, *adj.* ( ફ્રેશ ) નવી
Is bringing, (ઇઝ બ્રિગિંગ) લાવેછે

મરઘો એક સુંદર પક્ષી છે. તે કેવો સીધો ( મરોડદાર ) ઉભો રહેછે. તેની પુછડી જુઓ તેમાં કેવાં સુંદર લાંબા પીછાંછે, તેઓ સફેદ અને કાળાં, અને લાલ અને પીળાં છે, તેની માથા ઉપર એક સુંદર લાલ કલગીર છે. મરઘો સહવારે ઘણો સકારે ઉઠેછે, તે બરાબર દિવસની રોશનીના અગાઉ ઉઠે છે, અને કુકરે કુક કરવા માંડે છે, કુકરે કુક ! કુકરે કુક ! મરઘો સહવાર આગમજ વાસે છે, કિ-કિ-રિ-કી કિ-કિ-રિ-કી ! પુર્વ દિશામાં નવી રોશની જનમ પામી છે, કુકરે કુક ! કુકરે કુક ! પક્ષીઓ સકારે પોતાનું ગાવાનું શરૂ કરે છે, કિ-કિ-રિ-કી કિ-કિ-રિ-કી ! કિ-કિ-રિ-કી ! દિવસ નવી રોશની લાવેછે.

## 12. TIME, 1. ૧૨. વખત, ભાગ ૧ લો.

Time, *n.* ( ટાઇમ ) વખત
Know, *v. t.* ( નો ) જાણીએ છીએ
Hour, *n.* ( અવર ) કલાક
Looking, *ger.* (લુકિંગ) જોઇને
Clock, *n.* ( કલૉક ) મોટું ઘડીયાળ
Watch, *n.* (ઉવૉચ) નાનું ઘડીયાળ
Small, *adj.* ( સ્મૉલ ) નાનું
Shows, *v. t.* ( શોઝ ) દેખાડેછે
What o'clock, કેટલા વાગ્યા.
Night, *n.* ( નાઇટ ) રાત
Sixty, *adj.* ( સિક્સટિ ) સહાઠ
Minutes, *n.* ( મિનિટઝ ) મિનિટ
Seconds, *n.* ( સેકન્ડઝ ) સેકંડ
Hands, *n.* ( હૅન્ડઝ ) કાંટા
Round, *ad.* ( રાઉંડ ) ગોળ
Goes, *v. i.* ( ગોઝ ) ચાલેછે
While, *ad.* ( ઉવ્હાઇલ ) જ્યારે
XII ( ટવેલ્વ ) બાર
I ( વન ) એક
III ( થ્રિ ) ત્રણ
End, *n.* ( એન્ડ ) સેવટે

આપણે એક મોટાં અથવા નાના ઘડીયાળમાં જોઇને દિવસનો વખત જાણયે છીયે. ઉવૉચ નાનું ઘડીયાળ છે. કોઇપી વખત કેટલા વાગ્યા છે તે નાનુ ઘડીયાળ

દેખાડેછે. દિવસના બાર કલાક હોય છે, અને રાતના બાર કલાક હોયછે. એક કલાકની સાહાઠ મિનિટ હોય છે, અને એક મિનિટની સાહાઠ સેકન્ડ હોય છે નાના ઘડીયાળને ત્રણ કાંટા હોય છે, કલાકનો કાંટો અથવા નાનો કાંટો, મિનિટનો કાંટો અથવા મોટો કાંટો, અને સેકંદનો કાંટો. તેઓ ગોળ અને ગોળ ફરેછે મિનિટનો કાંટો કલાકના કાંટા કરતાં બાર ગણો ઝડપથી ફરેછે. સેકંદનો કાંટો, મિનિટના કાંટા કરતાં સાહાઠ ગણો ઝડપથી ફરેછે, જ્યારે કલાકનો કાંટો બાર ઉપરથી એક ઉપર જાયછે, ત્યારે મિનિટનો કાંટો આખો ગોળ ફરી વળેછે, આ નાના ઘડીયાળમાં ત્રણ વાગ્યાછે, કલાકનો કાંટો ત્રણ ઉપર છે, અને મિનિટનો કાંટો બાર ઉપર છે, દરેક કલાકને છેડે મિનિટનો કાંટો બાર ઉપર હોય છે.

## MONTHS OF THE YEAR. વરસના મહિના.

Months, *n.* ( મનથ્ઝ ) મહિના
Year, *n.* ( યયર ) વરસ
January, *n.* (જૅન્યુઆરી) જાનેવારી
February, *n.* (ફેબ્રૂઆરી) ફેબરવારી
March, *n.* ( માર્ચ ) માર્ચ
April, *n.* ( એપ્રિલ ) એપ્રિલ
May, *n.* ( મે ) મે
June, *n.* ( જ્યુન ) જુન
July, *n.* ( જુલાઇ ) જુલાઇ
August, *n.* ( ઓગસ્ટ ) આગસ્ટ
September, *n.* સપટેમ્બર
October, *n.* (ઓકટોબર) અકટોબર
November, *n.* (નવેમ્બર) નવમ્બર
December, *n.*(ડીસેમ્બર) ડીસેમ્બર

વરસના ૧૨ મહિના હોય છે. તેઓ—૧ જાનેવારી, ૨ ફેબરવારી, ૩ માર્ચ, ૪ એપ્રિલ, ૫ મે, ૬ જુન, ૭ જુલાઇ, ૮ આગસ્ટ, ૯ સપટેમ્બર, ૧૦ અકટોબર ૧૧ નવેમ્બર, ૧૨ ડીસેમ્બર છે.

## 13. TIME, 2. ૧૩, વખત, ભાગ બીજો.

Am going, *v. i.* ( ઍમ ગોઇંગ ) જાઉંછું
To day, *n.* ( ટુ ડે ) આજે
Went, *v. i.* ( વેન્ટ ) ગયો
Yesterday, *n.* (યેસ્ટરડે) ગઇ કાલે
Shall go, *v. i.* (શૅલ ગો) જઇશ
To-morrow, *n.* (ટુ-મૉરો) આવતી કાલે
Every, *adj.* (એવરિ) દરેક
Is doing, *v. t.* (ઇઝ ડુઇંગ) કરેછે
Now, *ad.* ( નાઉ ) હમણા
Did, *v. t.* ( ડિડ ) કીધું
Will do, *v. t.* (વિલ ડુ) કરશે
Does, *v. t.* ( ડઝ ) કરેછે
She, *pron.* ( શિ ) તેણી
Is coming, *v. i.* ( ઇઝ કમિંગ ) આવેછે

Here, *ad.* ( હિયર ) અહિંયા
Came, *v. i.* ( કેમ ) આવ્યો
Last, *adj.* ( લાસ્ટ ) છેલ્લે
Will come, *v. i.* ( ઉવિલ કમ ) આવશે.
Next, *adj.* ( નેક્સ્ટ ) આવતા
Now and then, *ad.* (નાઉઍન્ડ ધેન ) કોઇ કોઇ વાર
Did wake, *v. i.* (ડિડ ઉવેક) જાગ્યા
Got up, *v. i.* ( ગૉટ અપ ) ઉઠયો
Did get up, *v. i.* (ડિડ ગેટ અપ ) ઉઠયો
Till, *prep.* ( ટિલ ) સુધી
Must be, *v. i.* ( મસ્ટ બિ ) હોવા જોઇએ.

Very, *ad.* ( વેરિ ) ઘણા
Lazy, *adj.* ( લેઝી ) આળસુ
Boy, *n* ( બૉય) છોકરો
Should, *v. i.* ( શુડ ) જોઇએ
Day light, *n.*( ડે લાઇટ) દિવસની રોશની
Right, *adj.* ( રાઇટ ) બરાબર
Father, *n.* ( ફાધર ) બાવા
Says, *v. t.* ( સેઝ ) કહેછે
Big, *adj.* ( બિગ ) મોટો
Tick, *n.* ( ટિક ) ટિક ટિક
Quick, *ad.* ( કવિક ) ઝડપથી
Is passing, *v. i.* ( ઇઝ પાસિંગ ) પસાર થાયછે

હું આજે ત્યાં જાઉં છું, હું ગઇ કાલે ત્યાં ગયો, હું આવતી કાલે ત્યાં જઇશ, હું ત્યાં દર અઠવાડિયે જાઉં છું તે તે હમણા કરેછે, તેણે તે ગઇ કાલે કીધું, તે તે આવતે વરશે કરસે, તે તે દરરોજ કરેછે, તેણી અહિંયા આ અઠવાડિયે આવનાર છે, તેણી અહિયાં ગયે અઠવાડિયે આવી, તેણી અહિંયાં આવતે વરસે આવશે, તેણી અહિયાં કોઇ કોઇ વખતે આવે છે.

આજે સહવારે તમે કેટલે વાગે ઉઠયા ? હું નવ વાગે ઉઠયો. શું ! તમે નવ વાગા સુધી ઉઠયા નહિ ! તમે ઘણા આળસુ છોકરા હોવા જોઇએ. તમને દિવસની રોશનીએ ઉઠવું જોઇએ, આવતી કાલે હું છ વાગે ઉઠીશ. તે બરાબર છે. તમારી પાસે નાનું ઘડિયાળ છે ? નહિ, પણ હમારા ઘરમાં એક મોટું ઘડિયાળ છે. મારો બાપ કહે છે કે જયારે હું મોટો છોકરો થઇશ ત્યારે તે મારે માટે એક નાનું ઘડિયાળ ખરીદશે. ઘડિયાળ બોલેછે, ટિક, ટિક, ટિક, ટિક ! જે તમને કરવાનું હોય તે ઝડપથી કરો: વખત ઝડપથી પસાર થઇ જાયછે. જે તમને કરવું જોઇએ તે આજે કરો.

# 14. THE MOTHER AND HER SON.
## ૧૪. માય અને તેણીનો દિકરો.

Mother, *n.* ( મધર ) માય
Her, *pron.* ( હર ) તેણીનો
Son, *n.* ( સન ) દીકરો
Can walk, *v. i.* (કૅન ઉવૉક) ચાલી શકે
Far, *ad.* ( ફાર ) દૂર
Too, *ad.* ( ટૂ ) ઘણુંજ
Small, *adj.* ( સ્મૉલ ) નાનો
Is carrying, *v. i.* ( ઇઝ કૅરિંગ) લઇ જાયછે
Tight, *ad.* ( ટાઇટ ) મજબુત
Is holding, *v. t.* (ઇઝ હોલ્ડિંગ) પકડેછે
Left, *adj.* ( લેફ્ટ ) ડાબો
Right, *adj.* ( રાઇટ ) જમણો
Round, *prep.* (રાઉન્ડ) આસપાસ
Back, *n.* ( બૅક ) પીઠ
Loves, *v. t.* ( લવ્ઝ ) ચાહેછે

Has put, *v. t.* (હૅઝ પુટ) પહેરીછે
Cap, *n.* ( કૅપ ) ટોપી
Feet, *n.* ( ફીટ ) પગો
Head, *n.* ( હેડ ) માથું
Side, *n.* ( સાઇડ ) બાજુ
Bazar, *n.* ( બઝાર ) બજાર
Rice, *n.* ( રાઇસ ) ચોખા
Is taking, *v. t.*(ઇઝ ટેકિંગ)લઇજાય
Basket, *n.* ( બાસ્કેટ ) ટોપલી
To hold, *inf.* (ટુ હોલ્ડ) ભરવાને
Baby brother, (બેબી બ્રધર) નાનો ભાઇ
Left, *v. t.* ( લેફ્ટ ) રહેવા દીધો
Care, *n.* ( કેર ) સંભાળ
While, *ad.* ( ઉવ્હાઇલ ) જ્યારે
Toy, *n.* ( ટૉય ) રમકડું
Loves, *v. t.* ( લવ્ઝ ) ચાહેછે

આ નાનો છોકરો ઘણે દુર ચાલી શકતો નથી. તે ઘણોજ નાનો છે. તેથી તેની માય તેને લઇ ચાલે છે. પોતાના ડાબા હાથે તે તેણીને કેવી મજબુત પકડે છે! તમે તેનો જમણો હાથ જોઇ શકતા નથી. તે તેની માયની પીઠની આસપાસ છે તેની માય પોતાના નાના દીકરાને ચાહેછે તેણીએ તેના હાથે બાંગડી, અને તેનાં પગે કલ્લાં પહેરાવ્યાં છે, અને તેના માથા ઉપર એક નાની ટોપી પહેરાવી છે, તેણી કયાં જાય છે, અને તેણી પોતાની જમણી કેડે શું લઇ જાય છે? તેણી થોડા ચોખા ખરીદવાને બજારમાં જાય છે, તેણી ચોખા ભરવાને એક ટોપલી લઈ જાય છે. ઘરમાં આ નાના છોકરાનો એક બાળક ભાઇ છે, તે ઘણો નાનો છે તેથી તેની માય તેને ઘરે મુકી આવી. જ્યારે તેની માય બજારે જાય છે ત્યારે તેનો બાપ તેની સંભાળ લેછે, તેણી તેને માટે રમવાને એક રમકડું મુકી આવીછે, તે નાનો છોકરો પોતાની માયને ચાહેછે.

## 15. THE KING. ૧૫ રાજા.

King, *n.* ( કિંગ ) રાજા.
George, *n.* ( જૉર્જ ) જૉર્જ.
Fifth, *adj.* ( ફિફ્થ ) પાંચમો.
England, *n* (ઈંગ્લંડ) ઈંગલાંડ દેશ.
Emperor, *n.* (એમપરર) શહેનશાહ
Reigns, *v. i.* ( રેન્ઝ ) રાજ્ય કરે છે
Over, *prep.* ( ઓવર ) ઉપર.
Many, *adj.* ( મૅનિ ) ઘણા.
Lands, *n.* ( લૅન્ડઝ ) મુલકો.
Lives, *v. i.* ( લિવ્ઝ ) રહેછે.
Once, *ad.* ( વન્સ ) એક વાર.
Came, *v. i.* ( કેમ ) આવ્યો.
India, *n.* ( ઇંડિયા ) હિંદુસ્તાન.
Let, *v. t.* ( લેટ ) દેઓ.
To pray, *inf.* ( ટુ પ્રે ) પ્રાર્થના કરવી.
God, *n* ( ગૉડ ) ઇશ્વર, ખોદા.
To take, *n.* ( ટેક ) લેવાને.
Care, *n.* ( કેર ) સંભાળ.
Save, *n.* ( સેવ ) બચાવો.

આ ઈંગ્લાંડનો રાજા અને હિંદુસ્તાનનો શહેનશાહ જાર્જ પાંચમો છે. તે ઘણા મુલકો ઉપર રાજ્ય કરે છે. તે ઈંગ્લાંડમાં રહે છે. એકવાર તે હિંદુસ્તાન આવ્યો હતો. તેની સંભાળ લેવાને ચાલો આપણે ખોદાની બંદગી કરગે. ખોદા રાજાને બચાવો.

## 16. A WALK. ૧૬ ફરવું.

Walk, *n.* ( વૉક ) ફરવું.
Put on, ( પુટ ઑન ) પહેરો.
Said, *v. t.* ( સેડ ) કહ્યું.
House, *n.* ( હાઉસ ) ઘર.
To call, *inf.* ( ટુ કૉલ ) બોલાવવું
Yet, *ad.* ( યેટ ) હજી.
Yes, *ad.* ( યેસ ) હા.
Thick, *adj.* ( થિક ) જાડી.
Stick, *n.* ( સ્ટિક ) લાકડી.
Your, *pron.* ( યૉર ) તમારો.
Why, *ad.* ( વ્હાય ) શામાટે.
Saw, *v. t.* ( સૉ ) જોયો.
Snake, *n.* ( સ્નેક ) સાંપ.
Close to, *prep.* (ક્લોસ) પાસે.
Night, *n.* ( નાઇટ ) રાત.
May, be, *v. i.* ( મે બી ) હશે.
Will be left. *v. t.* ( વિલ બી લેફ્ટ ) રહી જશે.
Behind, *ad.* ( બિહાઇન્ડ ) પાછળ
Fine, *adj.* ( ફાઇન ) સુંદર.
Large, *adj.* ( લાર્જ ) મોટું.
Trees, *n.* ( ટ્રીઝ ) ઝાડો.
Are growing, *v. i.* (આરગ્રોઇંગ) ઉગી છે.
Most, *adj.* ( મોસ્ટ ) ઘણા ખરા.
Them, *pron.* ( ધેમ ) તેમને.

Any, *adj.* ( ઍનિ ) કાંઇ.
Fruit, *n.* ( ફ્રૂટ ) ફળ.
Bird, *n.* ( બર્ડ ) પક્ષી.
Owl, *n.* ( આઉલ ) ઘુવડ.
Like, *v.t.* ( લાઇક ) ચાહવું.
Light ( લાઇટ ) રોશની.
Day time, *n.* (ડે–ટાઇમ )દિવસનો વખત.
Well, *ad.* ( વેલ ) સારી રીતે.
Half, *ad.* ( હાફ ) અરધી.
Shut, *v. t.* ( શટ ) બંધ કરેછે.
Their, *pron.* ( ધેર ) તેઓના.
Eyes *n.* ( આઇઝ ) આંખો.
Open, *v. t.* ( ઓપન ) ઉઘાડે છે.
Has gone, *v. i.* (હૅઝ ગૉન) ગયોછે.
Alone, *adj.* ( અલોન ) એકલો.
Back, *ad.* ( બૅક ) પાછા.
About, *ad.* (અબાઉટ) આમ તેમ.

બહાર આવો અને મારી સાથે ફરો. ટોપી પહેરો મારા ભાઇએ કહ્યું, કે તે હમારી સાથે આવશે. ચાલો આપણે તેને ઘર જઇએ અને તેને બોલાવ્યે. તે હજી ઉઠયો કે ? અરે હા, સાત વાગ્યા છે. આ વખત સુધીમાં તે ઉઠશે. તે છ વાગે ઉઠેછે. તમારા હાથમાં એક જાડી લાકડી લેઓ. મારે શામાટે લાકડી લેવી જોઇએ ? મેં ગઇ રાતે તેના ઘરની નજીક એક શાંપ જોયો. તે હમણા ત્યાં હશે. તમે કેટલા ઝડપથી ચાલશો ? હું એટલો ઝડપથી ચાલી શકતો નથી, જો તમે મારા જેટલી ઝડપથી નહિ ચાલશો, તો તમે પછાડે રહી જશો. આ એક સુંદર મોટું ઘર છે, અહિંયા કેટલાં બધાં ઝાડો ઉગેછે ! તેઓમાંના ઘણાંખરાં કેરીનાં ઝાડ છે. તેઓ ઉપર તમે કાંઈ પણ ફળ જુઓછો ? નહિ. આ કેરીનો વખત નથી. ઝાડ ઉપર જે પક્ષી હું જોઉં છુ તે કયું છે ? તે ઘુવડ છે. ઘુવડને રોશની ગમતી નથી. દિવસની વખતે તેઓ બરાબર જોઇ શકતા નથી, અને પોતાની આંખ અરધી બંધ કરેછે. પણ રાતે તેઓ જોઇ શકેછે. અને પોતાની આંખ ઉંઘાડી શકેછે. મારો ભાઇ ઘરમાં નથી. તે એકલો બહાર ફરવા ગયો છે. હવે ચાલો આપણે પાછા જઇએ. ઘર જવાનો વખત થયોછે. ઘુવડો રાતે આમતેમ ઉડેછે.

## 17. THE MILL. ૧૭ ઘટી.

Mill, *n.* ( મિલ ) ઘટી
Picture, *n.* ( પિકચર ) ચિત્ર
Women, *n.* ( વિમિન ) બાયડીઓ
Sitting, *pr. p.* (સિટિંગ) બેઠેલા
Ground, *n.* (ગ્રાઉંડ) જમીન.
Mat, *n.* (મૅટ) ચટાઇ; સાદડી
Are doing, *v. t.* (આર ડુઈંગ) કરેછે
Will tell, *v. t.* (વિલ ટેલ) કહેશો.

Please, *v.t.*(પ્લીઝ)મેહેરબાની કરીને
Are grinding, *v. t.* (આર ગ્રાઇન્ડિંગ) દળે છે
Rice, *n.* ( રાઇસ ) ચોખા
Is made, *v. t.*(ઇઝ મેડ)બનાવેલી છે
Stones, *n* (સ્ટોન્સ) પથ્થર
Round, *adj.* (રાઉન્ડ) ગોળ
Heavy, *adj.* (હેવિ) ભારે
Lower, *adj.* (લોઅર) નિચેનો
Stone, *n.* ( સ્ટોન ) પથ્થર
Does move, *v. i.*(ડઝ મુવ)હાલે છે
Upper, *adj.* (અપર) ઉપલો
Handle. *n.* ( હૅન્ડલ ) હાથો.
Wood, *n* ( વુડ )લાકડું [પકડે છે.
Are holding, *v t.* (આર હોલ્ડિંગ)
Are moving,*v. t.* (આર મુવિંગ) હલાવે છે.
Hole, *n.* ( હોલ ) કાણું
Fills, *v. t.* ( ફિલ્સ ) ભરે છે
Falls, *v. i.* ( ફૉલ્સ ) પડે છે
Through, *ad.* (થ્રુ) અંદર
Gets, *v. i.* ( ગેટ્સ ) જાય છે
Between, *prep.*( બિટ્વીન) વચ્ચે
Soon, *ad.* ( સુન ) જલદી
Powder, *n.* (પાઉડર) આટો; ભુકો
Is putting.*v.t.* (ઇઝ પુટિંગ) મૂકે છે
Flat, *adj.* ( ફ્લૅટ ) છાછરી
Baskets, *n.* ( બાસ્કેટ્સ ) ટોપલીઓ
Full, *adj.* ( ફુલ ) ભરેલી
All, *adj.* ( ઑલ ) સઘળો
Will be ground, *v. t.*(વિલ બિ ગ્રાઉન્ડ ) દળવામાં આવશે
Flour, *n.* ( ફ્લૉવર ) આટો
Cakes, *n.* ( કેક્સ ) પુરીઓ.
Often, *ad.* ( ઑફ્ન ) વારંવાર.
To eat, *inf.* ( ટુ ઇટ ) ખાવાને.
Cold, *adj.* ( કોલ્ડ ) ઠંડી.
Quite, *ad.* ( ક્વાઇટ ) તદન

આ ચિત્રમાં તમે શું જુઓ છો ? હું એક માણુસ અને બે બાયડીઓને જમીન ઉપર સાદડી ઉપર બેઠેલાં જોઉં છું. તેઓ શું કરે છે તે તમે જાણો છો ? નહિ, હું જાણુતો નથી. મને તમે મેહેરબાની કરીને કહેશો ? તેઓ એક ઘંટીમાં ચોખા દળે છે, ઘંટી શું છે, અને તે શાની બનાવેલી છે ? ઘંટી બે પથ્થરની બનાવેલી હોય છે. તેઓ મોટા, અને ગોળ, અને ઘણા ભારે હોય છે. નીચલો પથ્થર હાલતો નથી. ઉપલા પથ્થરને એક હાથો હોય છે તે ગોળ અને ગોળ ફરી શકે છે, તે હાથો લાકડાંનો બનાવેલો છે. તે માણુસ અને તે બે બાયડીઓ હાથો પકડે છે, અને ઉપલો પથ્થર ગોળ અને ગોળ ફેરવે છે. હાથાની પાસે ઉપલા પથ્થરમાં એક બાકું હોયછે. આ બાકું શાને માટે છે ? તે બાયડીઓમાંની એક તે ચોખાથી ભરે છે. ચોખા અંદર પડે છે, અને તે બે પથ્થરોની વચ્ચે જાય છે. તેનો જલદીથી દબાઇને ભુકો

થાય છે. તે બાયડીઓમાંની એક તે ચોખામાં પોતાનો જમણો હાથ મૂકેછે. તમે તેણીને જોઈ શકોછો ? હા, હું જમીન ઉપર ત્રણ છાછરી ટોપલીઓ જોઉં છું તે ચોખાથી ભરેલી છે શું આ સઘળા ચોખાનો દળીને ભુકો કરવામાં આવશે ? હા, તે ટોપલીઓમાંના બધા ચોખાનો દળીને ભુકો કરવામાં આવશે. આ ભુકાને આપણે આટો કહીયે છીયે. નીચલા ઘંટીના પથ્થરની પાસે સાદડી ઉપર તમે સફેદ આટો જોઇ શકશો. આ આટામાંથી ચોખાની પુરીઓ બનાવવામાં આવે છે. તમને ચોખાની પુરીઓ ગમે છે ? મને ગમે છે. તે ઘણી સુંદર છે. હમને વારવાર તે ઘરમાં ખાવાને મળે છે. પણ જ્યારે તેઓ ઠંડી પડે છે, ત્યારે તેઓ સુંદર હોતી નથી. જ્યારે તેઓ તદન ગરમ હોય છે, ત્યારે મને તે ખાવા ગમે છે. ગરમ ચોખાની પુરીઓ ઘણી સુંદર હોય છે, મને ઠંડી ચોખાની પુરીઓ ગમતી નથી.

## ONE AND MORE THAN ONE એક અને એક કરતાં વધારે.

More, *adj.* ( મોર ) વધારે
Than, *conj.* ( ધૅન ) કરતાં
Babies, *n.* ( બેબિઝ ) બાળકો
Many, *adj.* ( મૅનિ ) ઘણા
Watches, *n.* (ઉવૉચિઝ) નાના ઘડીયાળો
Knives, *n.* ( નાઇવ્ઝ ) છરીઓ
Boxes, *n.* ( બૉક્સીસ ) દાબડા
Leaf, *n.* ( લીફ ) પાંદડું
Foot, *n.* ( ફુટ ) પગ
Feet, *n.* ( ફીટ ) પગો
Wife, *n.* ( ઉવાઇફ ) બાયડી.
Wives, *n.* ( ઉવાઇવ્ઝ ) બાયડીઓ

આપણે કહીએ છીયે એક બાળક, બે બાળકો, ઘણા બાળકો. એક પુરૂષ, ઘણા પુરૂષો, એક કેરી, ઘણી કેરીઓ. એક નાનું ઘડિયાળ, ઘણા નાના ઘડીયાળો. એક છરી, ઘણી છરીઓ. એક દાબડો, ઘણા દાબડા. એક પાંદડું, ઘણાં પાંદડાં. એક પગ, ઘણા પગ. એક બાયડી, ઘણી બાયડીઓ.

## 18. INDIAN CORN. ૧૮. મકાઇ.

Indian corn, *n.* (ઇંડિયન કૉર્ન) મકાઇ.
Grows, *v. i.* ( ગ્રોઝ ) ઉગે છે.
America, *n.* ( અમેરિકા ) અમેરિકા ખંડ.
Too, *ad.* ( ટુ ) વળી
Sometimes, *ad.* ( સમટાઇમ્સ ) કોઈ કોઈ વખતે.
Is called, *v. t.* ( ઇઝ કોલ્ડ ) કહેછે
Maize, *n.* ( મેઝ ) મકાઇ.
Cobs, *n.* ( કૉબ્ઝ ) ડુંડા.
Corn, *n.* ( કૉર્ન ) અનાજ.

These, *pron.* ( ધીઝ ) આ.
Each, *adj.* ( ઇચ ) દરેક.
Is covered, *v. t.* ( ઇઝ કવર્ડ ) ભરેલા છે.
Grains, *n.* ( ગ્રેન્ઝ ) દાણા.
Seeds, *n.* ( સીડ્ઝ ) બીયાં.
Fields, *n.* ( ફીલ્ડ્ઝ ) ખેતરો.
Green, *adj.* ( ગ્રીન ) લીલા.
Ripe, *adj.* ( રાઇપ ) પાકાં.
Yellow, *adj.* ( યેલો ) પીળા.
Is roasted, *v. t.* ( ઇઝ રોસ્ટેડ ) ભુજવામાં આવે છે.
Is boiled, *v. t.* ( ઇઝ બૉઇલ્ડ ) ઉકાળવામાં આવે છે.
Soft, *adj.* ( સૉફ્ટ ) નરમ.
Rub, *v. t.* ( રબ ) મસળો.
Hard, *ad.* ( હાર્ડ ) જોરમાં.
Your, *pron.* ( યૉર ) તમારા.
Will come off, *v. i.* ( ઉવિલ કમ ઑફ ) નીકળી પડશે.

મકાઇ હિંદુસ્તાનમાં ઊગેછે. તે અમેરીકામાં પણ ઊગેછે. તેને કોઇ કોઇ વાર ‘ મેઝ ’ કહે છે. અનાજના આ કેવા સુંદર મોટાં ડુંડાં છે. દરેક ડુંડું અનાજના દાણાથી ભરેલું હોય છે. તેઓ બીયાં છે અનાજ ખેતરમાં ઉગે છે. જ્યારે ડુંડાં લીલાં હોય છે, ત્યારે દાણા લીલા હોય છે. જ્યારે તેઓ પાકેછે, ત્યારે દાણા પીળા અને લાલ થાય છે. ડુંડાંને ભુજવામાં અથવા ઉકાલવામાં આવે છે. તે વખતે દાણા નરમ થાય છે. અને ખાવામાં સારા હોય છે. તે દાણાને કોઇ કોઇ વાર ચોખાની માફક દળીને આટો કરવામાં આવેછે, અને પુરીઓ બનાવવામાં આવેછે. જો તમે ડુંડું તમારા હાથે સખત મસળો, તો બીયાં નીકળી પડે છે.

## 19. THE HUNGRY BOY. ભુખ્યો છોકરો.

Hungry, *adj.* ( હંગ્રિ ) ભુખ્યો.
Sister, *n.* ( સિસ્ટર ) બેહેન.
Want, *v. t.* ( ઉવૉન્ટ ) જોઇએછે.
Something, *n.* ( સમથિંગ ) કંઇ ચીજ.
Hot, *adj.* ( હૉટ ) ગરમ.
Ready, *adj.* ( રેડિ ) તૈયાર.
Cold, *adj.* ( કોલ્ડ ) ઠંડા.
Pot, *n.* ( પૉટ ) વાસણ.
May have, *v.t.* ( મે હૅવ ) લેઓ.
Boil, *v. t.* ( બૉઇલ ) ઉકાળો.
Some, *adj.* ( સમ ) થોડાક [જેવો.
As soon as, *ad.*( ઍઝ સુન ઍઝ )
How long, કેટલો વખત.
Water, *n.* ( ઉવૉટર ) પાણી.
House, *n.* ( હાઉસ ) ઘર.
Well, *n.* ( ઉવેલ ) કુવો.
Back, *ad.* ( બૅક ) પાછો.

Will begin, *v. t.* (વિલ-બિગિન) શરૂ કરીશ. [થોભી શકો.
Can wait, *v. i.* (કેન ઉવેટ)
Till, *conj.* (ટિલ) જ્યાંસુધી.
Bazar, *n.* (બઝાર) બજાર.
Went, *v. i.* (વેન્ટ) ગઇ.
Nothing, *n.* (નથિંગ) કાંઇ નહિ.
Thirty, *adj.* (થરટિ) તીસ.
Days, *n.* (ડેઝ) દિવસો. [અઠાવીસ
Twenty eight, *adj.* (ટવેન્ટિ એઇટ)
Alone, *adj.* (અલોન) એકલા.

All, *adj.* (ઑલ) બધા.
Other, *adj.* (અધર) બીજા.
Thirty one, *adj.* (થરટિ-વન) એકતીસ.
But, *conj.* (બટ) પણ.
Leap year, *n.* (લિપ યયર) ૩૬૬ દહાડાનું વરસ.
Coming, *pr. p.* (કમિંગ) આવતું.
Once, *ad.* (વન્સ) એકવાર.
Gives, *v. t.* (ગિવ્ઝ) આપેછે.
More, *adj.* (મોર) વધારે.

બેહેન ! મને કંઇ ખાવાનું જોઇએ છે. મને થોડા ગરમ ચાવળ લેવા દો. ગરમ ચાવળ તૈયાર નથી. વાસણમાં થોડાક ઠંડા ચાવળ છે. જો તમને તે ગમે તો ખાવા લેવો. નહિ, મને ઠંડા ચાવળ ગમતા નથી. તે સારા નથી. તમારાથી જેમ બને તેમ ઝડપથી થોડાક ચોખા બાફો. તમને કેટલો વાર લાગશે ? હું કહી શકતો નથી. ઘરમાં પાણી નથી. થોડુંક(પાણી)લાવવાને મારે કુવા આગળ જવું જોઇએ. જેવો હું પાછો આવીશ તેવો હું ચોખા બાફવા માંડીશ. જ્યાં સુધી તે તૈયાર થાય, ત્યાં સુધી તમે થોભી શકશો ? નહિ, મને કાંઇ જલદી ખાવાનું જોઇએ છે. તમે મારે માટે થોડાક ચોખાની પુરીઓ બનાવી શકશો ? હું પુરીઓ બનાવી શકીશ, પણ આટો તૈયાર નથી. માય જ્યારે બજારમાંથી પાછી આવશે, ત્યારે તેણી થોડો દળશે. તેણી થોડાક ચોખા ખરીદવાને ત્યાં ગઇ, અને તેણી જલદીથી પાછી આવશે. મારે માટે ખાવાનું કાંઇ નથી ? મને હમણા કાંઇ જોઇએ છે. માય પાછી આવે ત્યાં સુધી હું થોભી શકતો નથી. ઠીક, એક મકાઇ ભુટ્ટો છે. હું તે ઘણો જલદીથી ભુંજી શકીશ. તમે તે ખાશો ? હા, તમારાથી જેમ બને તેમ જલદીથી તે ભુંજો.

સપ્તેમ્બર, એપ્રીલ, જુન, અને નવેમ્બરના ત્રીસ દહાડા હોય છે. ફેબરવારી એકલાનાજ અઠાવીસ દહાડા હોય છે. બીજા બધા મહિનાના એકત્રીસ દહાડા હોય છે. પણ ચાર વરસે એક વખત આવતું 'લીપ યયર' ફેબરવારીના એક દિવસ વધુ આપે છે.

## 20. THE STARS. તારાઓ.

Stars, *n.* ( સ્ટાર્સ ) તારાઓ
Bright, *adj.* ( બ્રાઇટ ) પ્રકાશતા
Shine, *v. i.* ( શાઇન ) પ્રકાશે છે.
Night, *n.* ( નાઇટ ) રાત્ર
Sun, *n.* ( સન ) સુરજ [પામ્યો છે.
Has set, *v. i.* (હૅઝ સેટ) અસ્ત
Count, *v. t.* ( કાઉન્ટ ) ગણવું
Seem, *v. i.* ( સીમ ) જણાય છે
To open, *inf.* (ટુ ઓપન) ઉઘડવું
To shut, *inf.* (ટુ શટ) બંધ થવું
Twinkle, *v. i.* (ટિવનકલ) ચમક ચમક થાય છે.
Diamonds, *n* (ડાયમંડઝ) હીરાઓ
Sky, *n.* ( સ્કાઈ ) આકાશ
Because, *conj.* (બિકૉઝ) કારણ કે
Bright, *adj.* ( બ્રાઇટ ) રોશની.
Light, *n.* ( લાઇટ ) રોશની
Little, *adj.* ( લિટલ ) નાના
Wonder, *v. i.* (વિનડર) અજબ થાઉંછું.
Above, *prep.* ( અબવ ) ઉપર
World, *n* ( વરલ્ડ ) દુનયા
High, *ad.* ( હાઇ ) ઉંચે
Blazing, *adj.* (બ્લેઝિંગ) તપતો
Grass, *n.* ( ગ્રાસ ) ઘાસ
Dew, *n.* ( ડ્યુ ) દવ
Wet, *adj.* ( વેટ ) ભીનું
Show, *v. t.* ( શો ) દેખાડો છો
Traveller, *n.* (ટ્રૅવલર ) મુસાફર
Dark, *n.* ( ડાર્ક ) અંધારૂં
Thanks, *v. t.* (થેંક્સ) ઉપકારમાનેછે
Tiny, *adj,* (ટાઇની)નાના [ચમકારો.
Spark, *n.* (સ્પાર્ક) કિરણ ચીંગારી
Which, *adj.* ( વિચ ) કયો.
Way, *n.* ( વે ) રસ્તો
Blue, *adj.* ( બ્લ્યુ ) આસમાની
Keep, *v. i.* ( કીપ ) રહો છો
Often, *ad.* ( ઑફન ) વારંવર
Window, *n.* ( વિનડો ) બારી
Peep, *v. i.* (પીપ) ચીમાઇનેજોવું
Never, *ad.* ( નેવર ) કદી નહિ
Eye, *n.* ( આઈ ) આંખ
Till, *conj.* ( ટિલ ) જ્યાં સુધી

જ્યારે સુરજ અસ્ત પામે છે ત્યારે ચળકતા તારાઓ રાત્રે પ્રકાશે છે. એટલા બધા તારાઓ હોય છે, કે આપણે તેઓને ગણી શકતા નથી. તેઓ ઉઘડતા અને બંધ થતાં જણાય છે, અને તેથી આપણે કહીએ છીએ કે તેઓ ચમક ચમક થાય છે. તેઓ આકાશમાં હીરા જેવા જણાય છે. દિવસની વખતે સુરજની પ્રકાશતી રોશનીને લીધે આપણે તેઓને જોઇ શકતા નથી. નાના તારા, ચમક, ચમક, હું કેવો અજબ થાઉં છું કે તમે શું છો ! દુન્યાની ઉપર એટલે ઉંચે આકાશમાંના હીરાની માફક. જ્યારે તપતો સુરજ અસ્ત પામે છે, જ્યારે ઘાસ ડવથી ભીંજાય છે,

ત્યારે તમે તમારી નાની રોશની દેખાડો છો, આખી રાત ચમક. ચમક, ત્યાર પછી અંધારામાં મુસાફર તમારા નાના ચમકારાને માટે તમારો ઉપકાર માને છે, જો તમે એ પ્રમાણે ચમકને નહિ, તો કયે રસ્તે જવું તે તે કહી શકને નહિ. અંધારાં આસમાની આકાશમાં તમે રહો છો, અને વારંવાર મારી બારીમાં ડોકીયાં કરીને જુઓ છો, કારણ કે જ્યાં સુધી સુરજ આકાશમાં આવે છે, ત્યાં સુધી તમે કદી તમારી આંખ બંધ કરતાં નથી.

## 21. SISTERS, બેહેનો.

Sisters, *n.* ( સિસ્ટરઝ ) બેહેનો.
Seeta, *n.* (સીતા) છોકરીનું નામ
Girl, *n.* ( ગર્લ ) છોકરી
Old, *adj.* ( ઓલ્ડ ) ઉમરની
Curly, *adj.* (કરલિ) ગુચ્છાવાળા, કરચળીવાળા
Hair, *n.* ( હેર ) વાળ
Idle, *adj.* ( આઇડલ ) આળસુ
Busy, *adj.* ( બિઝિ ) ઉદ્યોગી
To help, *inf.* (ટુહેલ્પ)મદદ કરવાને
Got up, *v. i.* ( ગૉટ અપ) ઉઠી
Early, *ad.* ( અરલિ ) સકારે
Swept out, *v. t.* (સ્વેપ્ટ આઉટ) કચરો કાઢ્યો
Woke, *v. t.* ( ઉવોક ) જગાડી
Elder, *adj.* ( એલ્ડર ) વડી
Wake up, *v. i.* (ઉવૅકઅપ)જાગો ઉઠો
Time, *n.* ( ટાઇમ ) વખત
Water, *n.* ( ઉવૉટર ) પાણી
Well, *n.* ( ઉવેલ ) કુવો
Both, *adj.* (બોથ) બેઉ [ આવેછે
Are coming, *v. i.* (આર કમિંગ)

Is carrying, *v. t.* (ઇઝ કૅરિઇંગ) લઈ જાય છે
Full, *adj.* ( ફુલ ) ભરેલો
Head, *n* ( હેડ ) માથું
Arm, *n.* ( આર્મ ) હાથ
Round, *prep.* (રાઉન્ડ) આસપાસ
Took, *v. t.* ( ટુક ) લીધી
Basket, *n.* ( બાસ્કેટ ) ટોપલી
While, *ad.* ( ઉવ્હાઇલ ) જ્યારે
Was drawing, *v. t.* (ઉવૉઝ ડ્રૉઇંગ) ખેંચતી હતી
Was picking up, *v. t.* ( ઉવૉઝ પકિંગ અપ ) વીણતી હતી
Sticks, *n.* ( સ્ટિક્ઝ ) લાકડાં
Fire, *n.* ( ફાયર ) બળતન
To clean, *inf.* (ટુક્લીન)સાફ કરવાને
Cooking-pots, *n.* (કુકિંગ-પૉટ્ઝ) રાંધવાના વાસણ
Brothers, *n.* (બ્રધરઝ) ભાઇઓ
Calls for, *v. t.* (કૉલ્સ ફૉર)બોલાવેછે
Too, *ad.* ( ટુ ) પણ

Running, *pr.p.* ( રનિંગ ) દોડતી
Most, *ad.* ( મોસ્ટ ) ઘણીજ
Useful, *adj.* ( યુસ્ફુલ ) ઉપયોગી
Is tired, *v. t.* (ઇઝ ટાયર્ડ) કંટાળેછે
Helping, *ger.* (હેલ્પિંગ) મદદ કરતી
Book, *n.* ( બુક ) ચોપડી
Big, *adj.* ( બિગ ) મોટી
Bigger, *adj.* (બિગર) વધારે મોટી
Biggest, *adj.* (બિગેસ્ટ) સૌથી મોટી
Small, *adj.* ( સ્મૉલ ) નાનું
Smaller, *adj.* (સ્મૉલર)વધારે નાનું
Smallest, *adj.* (સ્મૉલેસ્ટ) સૌથી નાનું
Good, *adj.* ( ગુડ ) સારૂં
Better, *adj.* ( બેટર ) વધારે સારૂં
Best, *adj.* ( બેસ્ટ ) સૌથી સારૂં
Bad, *adj.* ( બૅડ ) ખરાબ
Worse, *adj* (ૐર્સ)વધારે ખરાબ
Worst, *adj* (ૐર્સ્ટ) સૌથી ખરાબ
Pretty, *adj.* ( પ્રિટિ ) સુંદર
Flower, *n.* ( ફ્લાવર ) ફુલ
Much, *ad.* ( મચ ) ઘણું
Prettier, *adj.*(પ્રિટિયર)વધારે સુંદર
Rose, *n.* (રોઝ) ગુલાબ
Prettiest, *adj.* (પ્રિટિયેસ્ટ) સૌથી સુંદર
Am told, *v. t.* (ઍમ ટોલ્ડ)કહેવામાં આવે છે.

સીતા કરચલીવાળા બાગ સાથની દસ વરસની ઉમરની એક નાની છોકરી છે. તેણી કદી આળસુ થતી નથી. તેણી ઉપેયોગી થવાને અને પોતાની માયને મદદ કરવાને ચાહે છે. આજે સવારે જેવું ઉજરડું થયું કે તેણી ઘણી સકારે ઉઠી. તેણીએ ઘરનો કચરો કાઢયો, અને ત્યાર પછી પોતાની વડી બેહેનને જગાડી. તેણીએ કહ્યું, બેહેન ઉઠો, ઉઠવાનો વખત થયો છે. ચાલો આપણે જઇએ અને કુવામાંથી પાણી લાવ્યે. ત્યાર પછી તેણીની બેહેન ઉઠી. અને તેઓ બેઉ કુવા આગળ ગયાં. હવે તેઓ પાછા આવે છે વડી બેહેન પાણી લઇ જાય છે. પાણીનું ભરેલું એક વાસણ તેણીના માથા ઉપર છે. તેણીનો હાથ બીજા વાસણની આસપાસ છે. સીતાએ પોતાની સાથે એક ટોપલી લીધી, અને જ્યારે તેણીની બેહેન પાણી ખેંચતી હતી, ત્યારે તેણી ઘરમાં બળતણને માટે પાંદડાં અને લાકડાં વીણતી હતી તેણીની ટોપલી પાંદડાંથી ભરેલી છે. જ્યારે તેઓ પાછાં જશે, ત્યારે સીતા પોતાની માયને રાંધવાના વાસણ સાફ કરવાને, અને પોતાના બાપ અને ભાઇઓને માટે ખાવાને વાસ્તે ચોખા બાફવાને મદદ કરશે. જો તેણીની માયને કાંઇ જોઇએ, તો તેણી સીતાને બોલાવે છે. જો તેણીના બાપને કાંઇ જોઇએ, તો તે પણ સીતાને બોલાવે છે. તેઓ તેણીની પાસે શું કરાવવા માગે છે, તે જોવાને તેણી દોડતી આવે છે.| તેણી ઘરમાં સૌથી ઉપયોગી છોકરી છે. તેણી બીજાઓને મદદ કરવામાં કદી કંટાળતી નથી.

